॥ ઓમ્ ॥

શ્રી વિશ્વરંગ નાટક સમાજ.

# શ્રી સિદ્ધ સત્યેન્દ્ર

નાટકનાં ગાયનો.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

**ચીમનલાલ બકોરભાઇ દલાલ**
માલેક-શ્રી વિશ્વરંગ નાટક સમાજ.
હાલ મુકામ-સ્ટેશન રોડ-જ્યોર્જ થીએટર-સુરત



આવૃત્તિ ૫ મી. પ્રત ૩૦૦૦

સંવત ૧૯૭૫] કીમત ૦-૩-૦ [સને ૧૯૧૯

॥ तत्सत् परमात्माने नमः ॥

# શ્રી સિદ્ધ સત્યેન્દ્ર નાટકની વસ્તુ સંકલના



## મંગળાચરણ.

**પ્રવેશ ૧—સ્થળ ઉદ્યાન**—કમળા સાહેલીઓ સાથે ગુરૂ પૂજા બાદ અમીરનું આવવું, કમળાપર કામાસક્ત, સત્યેન્દ્રે આવી કમળાને અમીરના હાથથી મુક્ત કરવી, પરસ્પર વાર્તાલાપ.

**પ્રવેશ ૨—સ્થળ રસ્તો**—બાબુ પોતાના મિત્રો સાથે, કમળા તથા સત્યેન્દ્ર સંબંધી વાતચીત, અમીરને ત્યાં મીજલસનો ઠરાવ, પછીથી સત્યેન્દ્ર તથા બાબુ, બાબુને કમળાનો પ્રેમ સ્વીકારવા સત્યેન્દ્રે કહેવું, કમળા નાયિકા છે તેની સાથે જાહેર લગ્ન કરવા બાબુનો ઇનકાર, સત્યેન્દ્રના આગ્રહથી અમુક મુદત પછી લગ્ન સંબંધ કરવાનો નિર્ણય કરી વિદાય થવું.

**પ્રવેશ ૩**—કમળાનું બગીચાવાળું મકાન. કમળા પોતાની સ્થિતિ સંબંધી વિચારમાં, બાબુનું આવવું અને તેના પ્રેમની માંગણી કરવી, જાહેર લગ્નથી જોડાવાનો બાબુએ કરેલો ઇનકાર, વિષયજન્ય પ્રેમ માટે કરેલો કમળાએ બાબુનો તિરસ્કાર, બાદ લાગ જોઇ અમીરે કમળાને ઉઠાવી ચાલ્યા જવું.

**પ્રવેશ ૪—સ્થળ નિશાળ**—માસ્તર તથા નિશાળીયા, દુરાચારી માસ્તરનું ચિત્ર, નિશાળીયાઓની ગમ્મત.

**પ્રવેશ ૫**—અમીરને ત્યાં મીજલસ, સત્યેન્દ્રનું ત્યાં આવવું, આપણુ બંને કમળાના ઉમેદવાર છીએ જેથી તેનો નિર્ણય કરવા પાસાનો દાવ ખેલવો, પછીથી દોસ્તોનું આવવું, અમીરે સત્યેન્દ્રને આપેલું ઝેર, નાચરંગ, કમળાને યુક્તિથી અમીરના મકાનમાંથી છોડાવવી, કમળાનો નાચ, દોસ્તોનું તોફાન, કમળાએ લાગ સાંધી ચાલ્યા જવું.

**પ્રવેશ ૬**—પરજારામ ઘડપણમાં નવી બૈરી કરવા માટે પશ્ચાતાપ કરતો, તેની સ્ત્રી સાથે માસ્તરનો આડો વ્યવહાર તે જોઇ પરજારામને થતો ક્લેશ, માસ્તર તથા પોતાની નવી સ્ત્રીને નસીહત આપવા માટે પરજારામનું બનાવટી ગાંડપણ, પરજારામનું માસ્તરને ત્યાં જવુ.

**પ્રવેશ ૭**—બાપુનું સત્યેન્દ્રની અદભુત શક્તિ જોઇ આશ્ચર્ય થવું અને પોતે પણ સત્યેન્દ્ર જેટલી યોગ સિદ્ધિ મેળવવાનો નિશ્ચય કરવો. સત્યેન્દ્ર સાથે તે સબંધી વાતચીત; કમળાને નહિ સ્વીકારવા તથા યોગ સિદ્ધિ મેળવવા બાપુનો નિશ્ચય, સત્યેન્દ્રે બાપુને ગુરૂના હાથમાં સોંપવા નિશ્ચય.

**પ્રવેશ ૮**—વિચારમગ્ન કમળા, સત્યેન્દ્રે આવી તેનાપર આફત છે એમ જણાવવું, ગભરાયલી કમળા, સત્યેન્દ્રના પ્રેમની માંગણી, સત્યેન્દ્રે પોતાની યોગસિદ્ધિના ભોગે કમળાનો પ્રેમ સ્વીકારવો આસક્ત સત્યેન્દ્ર, અમીર સાથે મુસલમાન લડાઇ, સત્યેન્દ્ર ઘાયલ, કમળા અમીરના હાથમાં, સિંદ્ધ દર્શન, આશ્ચર્ય.

## પ્રથમ અંક સમાપ્ત.



# અંક બીજો.

---

**પ્રવેશ ૧**—અમીરના મકાનમાં નાચરંગ, મત્સ્યેન્દ્રે આવી તેને ઉપદેશ કરવો, અમીરનો મત્સ્યેન્દ્રપર ક્રોધ, તેને કેદ પકડવા જતાં મત્સ્યન્દ્રે કમળાને લઇ ચાલ્યા જવું.

**પ્રવેશ ૨**—બાબુ અને મત્સ્યન્દ્ર, યોગવિદ્યાના અધિકારી થવા બાબુને ઉપદેશ, પછીથી સત્યેન્દ્ર યોગભ્રષ્ટ થવાથી ગુરૂએ આપેલો ઠપકો તથા તેના ભવિષ્યના દુઃખની આગાહી, કમળાને સત્યેન્દ્રના હાથમાં સોંપી ગુરૂનું વિદાય થવું.

**પ્રવેશ ૩**—માસ્તરના ઘરમાં માસ્તરની સ્ત્રી આનંદી તથા વૈદ્યનો આડો સંબંધ, પરજારામ ગાંડાનું ગાંડપણ.

***પ્રવેશ ૪**—મત્સ્યેન્દ્ર, બાબુને યોગજ્ઞાનનો ઉપદેશ કરી પોતાની ગુફાના દ્વારની ચાવી સોંપી બંધ ઓરડા નહિ ઉઘાડવા તથા અધિકારી થયા વિના સિદ્ધિને માટે રાખેલી કોઇ પણ ચીજનો ઉપયોગ નહિ કરવા કહી તેમજ યોગસિદ્ધિથી સત્યેન્દ્ર કમળાનાં દર્શન કરાવી સિદ્ધનું વિદાય થવું, બાબુના મનની ચંચળતા તથા ગુરૂ વિના જ્ઞાન પ્રાપ્ત કરવાની આતુરતા, બંધ ઓરડાને ખુલ્લો કરવો, ગ્રંથમાં લખ્યા પ્રમાણે દરેક વસ્તુનો પ્રયોગ કરવો, અચાનક અપ્સરાનું પ્રકટ થવું; પ્રેમલુબ્ધ બાબુ, અપ્સરા સાથે વિનોદ પીશાચની જાળમાં બાબુનું સપડાવું.

**પ્રવેશ ૫**—કમળા ગર્ભાવસ્થામાં, સત્યેન્દ્રે તેને યોગ જ્ઞાનનો ઉપદેશ કરવો, કમળાએ સત્યેન્દ્રને મલીન સત્તાનો ઉપાસક માની

ખરમાવું, સત્યેન્દ્રના ગળામાં તાવીજ જોઇ દ્રઢ થવું, સત્યેન્દ્ર પાસેથી પત્ર લઇ શિષ્યનું આવવું. કમળાને એકલી ત્યજી પોતાના મિત્રના કલ્યાણાર્થે તથા ગુરુના દર્શન અર્થે સત્યેન્દ્રનું વિદાય થવું.

પ્રવેશ ૬—કૃષ્ણકળાની જાળમા ફસેલો બાબુ, મત્સ્યેન્દ્ર તરફથી બાબુને ધિક્કાર, પરસ્પર વાદવિવાદ, પિશાચ દર્શન અને બાબુનો ખેદ.

પ્રવેશ ૭—વૈદ્યના ઘરમાં શાસ્ત્રી અને વૈદ્યાણીનો ગોટાળો, બ્રહ્માજીરામની ગાંડાઇ.

પ્રવેશ ૮—પિશાચના ભયથી ઉન્મત્ત થઈ નાસતો બાબુ, પાછળ પિશાચ, સત્યેન્દ્રનો મેળાપ, પોતાની બુરી હાલત કરવા માટે સત્યેન્દ્રને ઠપકો, સત્યેન્દ્રે પિશાચથી બચવાનો માર્ગ દર્શાવવો, પિશાચનો સત્યેન્દ્ર ઉપર ક્રોધ, પિશાચની જાળમાંથી બાબુને છોડાવતાં સત્યેન્દ્રનાં સ્ત્રી અને પુત્ર ઉપર પિશાચે લેવા ધારેલું વેર, સત્યેન્દ્રનું બાબુને શાન્તવન આપી વિદાય થવું.

પ્રવેશ ૯—સિંહના પીંજરાંમાં કેદ થયેલી કમળા, અમીરનો તેના ઉપર બળાત્કાર, કમળાનો કરૂણાલાપ, સત્યેન્દ્રનું મદદે આવવું. અમીર અને સત્યેન્દ્રનો વિવાદ, કમળાને બળતી આગમા ફેંકવી, તેના બચાવ માટે સત્યેન્દ્રનું આગમાં કુદી પડવું, બાબુનો અનાયાસ પ્રવેશ, પિશાચની મદદથી બંને સ્ત્રી પુરૂષનો અગ્નિમાંથી બચાવ, આશ્ચર્ય.



# અંક ત્રીજો.

**પ્રવેશ ૧**—હુસેન તથા અમીર કમળાને ફરીથી પકડવાના વિચારમાં.

**પ્રવેશ ૨**—સ્થળ સત્યેન્દ્રનું નિવાસ સ્થાન ગુરૂ પાસે ગયેલ સત્યેન્દ્ર સંબંધી કમળા પોતાના બાલપુત્ર સાથે એકલી ચિંતાતુર છે, તેવામાં સમ્રાટ અને હુસેનનું આવવું, કમળાને કેદ કરી લઇ જવી, બાદ, સત્યેન્દ્રનું આવવું, સત્યેન્દ્રે ઘોરી શાહની કચેરીમાં જઇ અમીરને ગાદીનું વેર લેવાની પ્રતિજ્ઞા લેવી.

**પ્રવેશ ૩**—શાસ્ત્રીની સ્ત્રી સાથે હજામનો સંબંધ, પરજારામ પોતાની ગાંડાઇની સમાપ્તિ કરવા પોતાના મિત્ર ડાહ્યાભાઇ સાથે સંકેત, ભૂતનો વળગાડ અમુક જોડાં જમાડવાની માનતાથી મને છોડી શકે છે એમ કહી ગાંડા ભટ વગેરેનું માનતા કરવા વિદાય થવું.

**પ્રવેશ ૪**—ઘોરીશાહનો દરબાર, નાચરંગ, અમીરને સેનાપતિ પદનો પટ્ટાભિષેક, રજપૂતોનું ઉશ્કેરાવું, લડાઇ, સત્યેન્દ્રના હાથે અમીરનો ઘાત, સત્યેન્દ્રનું પકડાવું, બાળુનું મરણ.

**પ્રવેશ ૫**—પ્રજારામ ગાંડાના ઘરમાં માસ્તર, વૈદ્ય, શાસ્ત્રી અને હજામ તેમજ તેઓની સ્ત્રીઓનું જોડા તરીકે જમવા બેસવું. ભૂતશાસ્ત્રીથી ગાંડાભટનું ભૂત નીકળવું, દરેક સ્ત્રીની કાનપટ્ટી પકડી તેની સ્વામી પાસેથી ઉઠાડી તેના યાર પાસે બેસાડી દરેકના કપાળમાં એક એક ડહામ દઇ તેમનું બોપાળું ખુલ્લું કરવું.

**પ્રવેશ ૬**—કેદખાનામાં કમળા અતિ વિયોગમાં. સત્યેન્દ્રનો પ્રવેશ સત્યેન્દ્ર તથા કમળાની વાતચીત, કમળાને ધીરજ, પોતાના અંત માટે સત્યેન્દ્રનો શોક, પોતાની ભૂતકાળની સ્થિતિનું સ્મરણ, બેભાન બાળાને પોતાના ગળાનું તાવીજ પહેરાવી છેવટનું પ્રેમ આલીંગન આપી વિદાય થવું. નેપથ્યમાં સત્યેન્દ્ર ફાંસીપર, કમળા સમાધિસ્થ, બંનેના આત્માનું શરીર છોડી જતાં એકત્ર થવું. સિદ્ધે આવી બાળકને ઉઠાવી લેવું, આશ્ચર્ય.



# શ્રી સિદ્ધ સત્યેન્દ્ર નાટકની પાત્ર સંકલના.

## પુરૂષ વર્ગ.

સત્યેન્દ્ર—રાજવંશી રાજયોગી ગુરૂ મત્સ્યેન્દ્રનો શિષ્ય, પછીથી યોગભ્રષ્ટ નાટકનો મુખ્ય નાયક,

મત્સ્યેન્દ્ર—હઠ યોગસિદ્ધ પ્રસિદ્ધ મહાત્મા, સત્યેન્દ્રના ગુરૂ.

બાબુ—દીલ્હીના પ્રસિદ્ધ શ્રીમંતનો પુત્ર.

અમીર—ગીઝનીના ઘોરીશાહનો ગુપ્ત જાસુસ.

પીશાચ—માણુસની મતિને ભ્રમિત કરનાર સંમોહ (શયતાન.)

માસ્તર—એક ગ્રામ્યશાળાનો શિક્ષક.

પ્રજારામ—એક વૃદ્ધ બ્રાહ્મણ.

બહુલીરાવ—પૃથીરાજનો વીર યોદ્ધા, પાછળથી મુસલમાનને મળેલો.

શાહબુદીન—ગીઝનીનો સુલતાન અને પાછળથી દીલ્હીનો શહેનશાહ.



## સ્ત્રી વર્ગ.

કમળા—મૂખ્ય નાયિકા, સત્યેન્દ્રની ધર્મપત્નિ.

લલિતા—પ્રજારામની નવી સ્ત્રી.

આનંદી—માસ્તરની સ્ત્રી,

કૃષ્ણકળા—બાબુને વિચારભ્રષ્ટ કરનાર વારાંગના.

વૈદ્ય, શાસ્ત્રી, ઘાંચણો, વૈદ્યાણી. શાસ્ત્રાણી, જુવો દરબારી, સીપાઇઓ, વારંગનાઓ વગેરે વગેરે.



॥ तत्सत् परमात्मने नमः ॥

# શ્રી સિદ્ધ સત્યેન્દ્ર નાટકના ગાયનો.



## મંગળાચરણ.

વંદે ૐ શ્રી વિશ્વાધારં.
ગગન સદ્રશં શાન્તાકારં નિર્વિકારં—વંદે૦
યોગી વૃદં ધ્યાન ગમ્યં દીવ્ય રૂપં નનામી—વંદે૦
મૃત જીવનમાં અમૃતદાતા ભવ સાગરથી આપ ત્રાતા,
શિશુ જનપર માયાળુ માતા
સમ સમરથ સ્નેહભાવ
ચરણ શરણ સુપથ દાવ અમૃત પદને પ્રભુ બતાવ,
વંદે વિષ્ણુ ભવભય હરં મહેશં સર્વ ભૂતાધિ વાસં-વંદે૦

નટી—

ધન્ય ધન્ય નરવર શ્રી પુરેપુરા પ્રતાપી
અમૃત પાત્ર મુખથી ત્યાગી વિષનું પાન કરતા જે
પ્રેમ જયોતિ જોતાનાં જેણે પતંગ વતજીવ ત્યાગ્યા
આપે પ્રજળી અગ્નિમાં પ્રીયજન શાન્ત કરતા જે
શુદ્ધ ગંગજળ જવા સુર તરૂ અમૃત ફળ તેવા
માનો વીરનર યોગેન્દ્ર મહી મંડળની શોભા છે.—ધન્ય

**સાહેલી ને કમળા— ૧**

જય બ્રહ્મ રૂપ સ્વામી નિર્માન મોહ
નિષ્કામી ગુરૂ દેવશ્રી નનામી
વિભુ પરમ પાવનકારી જન તાપ પાપ હારી
શિશુ વિકથ જીવન નાવના સુકાની—
આપ સત્તા વિશ્વે વિલશે વિવિધ રૂપે એક
નાટ્ય લીલા નાયિકા રચી માયા રૂપ અનેક
શુદ્ધ અભેદ અંતે એક પ્રભુ પ્રણમામી.

સાખી

કૃપા સિદ્ધ ગુરૂ દેવની નીજ સેવકપર થાય
આપ સુકાની જો બને તો નૌકા કેમ ડુબાય
સહજે અકૃપા ગુરૂ રાજની વેરી જગત તમામ
સહજ કૃપા કદી થાય તો દુનીયા કરે પ્રણામ

**કમળા— ૨**

ન સમજુ સ્વામી શી રીતે ચરણ સેવા બજાવું હું
ન એવી કોઇ વસ્તુ જે પ્રભુ તમને રીઝાવું હું
તમે છો પૂર્ણ વ્યાપક બ્રહ્મ અનંતાનંત બ્રહ્માંડે
કયું સ્થળ ખાલી છે તમથી કે જ્યાં સ્વામી બોલાવું હુ
સદા નિર્મળ નિરંજન ને વળી નિર્વાસ ને નિર્લેપ
પછી જળ સ્નાન ચંદન ધુપ કયાં પુષ્પો ચડાવું હું
જગત સૌંદર્યના આધાર અને સ્રંગાર સૃષ્ટીના

ક્યા સૃંગાર વસ્ત્રો એ દીગંબરને વીટાવું હું
સુમન ભાવે સુમન પૂજા સુમન સહ તન કરૂં અર્પણુ
છો અંતરયામિ અંતરની પછી તમને જણાવું શું.

કમળા-સખી— ૩

રાજ રસિયા રમણી ચિત્ત ચોરી ગયા
ચિત્ત ચોરી ગયા (૨
શરીર દંડવત્ જડ થઇ રહેતાં
હૃદય ધ્વજા પટ દોરી ગયા

સખી—સખી આમ નિરાશ ના છેક તું થા
રતી નાથ તણી સહચારી થવા
તુજ શરમ ધરમ મુગ્ધા તજના
રજ ધિરજ ભૂષણુ શે શજના

કમળા—આશીષ અરપી અંતર પ્રેમે
અંતર પટ નવ ખોલી ગયા—

બાબુ-દોસ્તો— ૪

આવો દીલ ભર (૨) હળીમળી કરીએ સૌ અમન ચમન આરામ
મને ઇશ્ક બાજી પર છે પ્યાર હું તો બસ ખેલવા માંડું જુગાર
—હળીમળી૦

સાખી.

રાત રૂડી ચંદની ને ચંદ્ર વદના પાસ હો
વાસમાં અત્તર સુગંધીના પુષ્પ સૈયા વાસ હો
સારી ગમના સુર મધુરા શ્રવણ થતા
માનુ મુજ મન સફળ જીવન રસીલીનું કરતા અધરપાત

બાણુ— ૫

યોગેંદ્ર બનું રાજેંદ્ર બનું થૈ ભામાનો ભર્તાર
વ્હેમી દીલ કર તું વારંવાર વીચાર
માનુ અસાર સંસાર સારંગ નયના છે સાર
તેના યૌવનની બ્હાર આહાહા
યાતો અસાર સંસાર સારંગ પાણીની સાર
ભક્તિ જીવનનો સાર વાહવાહ
જવું રમણીને રામ માંહી મન છે હરામ
તેવું હૃદય વિરામ રામપર ધર ધ્યાન
અતિશે મન એ સંશય ઉપજે અંતરના આરામ

કમળા–સખીઓ— ૬

મારી મીઠડી મધુરી મેનાં બોલ બોલ
ત્હારા બ્હેની અંતરપટ ઘુંઘટને જરા ખોલ
"તને ત્હારો પીયુ બોલાવે બેશી આંબાની ડાળે"
પ્યારી મ્હારી પીંજર રહેવું કદી એ ન સારૂં

જેવી ચિત્તં વ્યાકુળ તું છે, તેવુંજ મન મારૂં
મળવાં ચાહે વલ્લભ વહાલે બેશી આંબાની ડાળે
વિચારતાં અંતરે દુઃખીયો આપણુ બે સમ તોલ
તું વશી વલ્લભ પાસે રમીશ વિલાસે
હું તો અહીં આપ અકેલી ઝુરીશ નિશાસે—વ્હારા બ્હેની

## કમળા-બાબુ— ૭

જા દુરજા દુરજા દુરજો પાપી પ્રેમ શું તું જાણે
કાગ તે શું જાણે સ્વાદ દ્રાક્ષ તણો કેવો હોય
ઘુવડ ને સુર્ય તેજ દ્રષ્ય પડે ના—જા દુરજા૦
સ્નેહ સિન્ધુ તણો સાર પાર ના પામર પામે
પ્રેમ સુધા બગ ઠગ પામી શકે ના
જારે નફ્ટ છોડી કપટ જાણી ઝપટ વ્હારી લંપટ-જા દુરજા

## છોકરાઓ— ૮

આપણુને સુખ છે ભાઇ બીકનું નામ નથી કાંઇ
મન ગમતા મહેતાજી આપણુને મળ્યા છે
" પ્રભુનો પાડ માનો ગુરૂજી ખુબ મળ્યા છે "
ગણીત બદલ ગાળ્યો આપે કવીતા બદલ કામ
"અલ્યા તું પાણી લાવ્યને અલ્યા તું ઝાડું કાઢયને"
આઠે દીવસ આદીતવાર છે ભણવાનું નહિ નામ—મન.

છોકરાઓ— ૯

કરી ચડાઇ ચાહ દેવીએ આવી હિન્દુસ્થાન વિષે,
રકાબી પ્યાલાનો રથ બનાવી ફતેહ મેળવી દશે દીશે
શહેર કસ્બે ગામ ગામડે ચોક ચૌટે ગેટો કરી,
હિન્દુસ્થાનને ખુબ હંફાવ્યો કદી નામ લે નહી ફરી,
અધરામૃતનું પાન કરાવી નપુંશક નીર્માલ્ય કરે,
ભલભલાને ભક્ત બનાવ્યા મહેતાજી પહેલે નંબરે.

કમળા— ૧૦

હુઇ હે ઇસ દીલોજાંસે ઉલ્ફત મહંમદકી
કે તડપાતી હે દીલ મેરા મુઝે પુરકત મહંમદકી
મદીનેસે જો આતી હે તો ઇતના પુછ લેતા હું
સબા જલ્દી બતા કેસી તબીયત હે મહંમદકી
ન હમ જન્નતમેં જાયેંગે નહિં દોઝકમેં જાયેંગે
ખડે દેખા કરેંગે હશ્રમેં સુરત મહંમદકી
દરે જન્નત રીઝવા જબકે દરવાજેપેં રોકેગા
તો હોગા હુકમ જાનેદો એ હય ઉમત મહંમદકી
મીટાયા કુફ્ર દુનીયાંસે બજાયા દીનકા ડંકા
દીખાયા નીરકા જલવા વો હક તાકત મહંમદકી

લલીતા— ૧૧

ભરપુર રસ ભરી છું નવયોવન સુંદરી છું.
નમુનેદાર હું નખરાળી શરમાળી તાજી ખીલતી કળી છું.

તારૂણ્ય રસ રંગે ભરાઇ છેલડી છટાદાર
રસીક સંગે રમવા યોગ્ય હું લડીત લાડવી છું.
વર વૃદ્ધને વરી છું.

**નવી ને માસ્તર— ૧૨**

લટકાળા લાલ મ્હારાં લ્હેર ઉડાવો,
વાલા કલેજાની કોર મારા કાન.
માસ્તર—લટકાળી—લાડીલી વાહવાહ લલીતા તું
દીલહર મારી દીલજાન—
નવી— પોઢો પ્રીતમ મ્હારા રંગે રમાડું,
પ્રિતે ચાંપું તુંજ પાય વાલા પ્રિતે ચાપું.
માસ્તર—તું છે પ્યારી મ્હારી પ્રેમ નેમ જાણનારી,
મુખડું જોઇ મન હરખાય,
નવી—"મ્હારા લ્હેરી લાલા હું તો વારી (૨) જાઉં"
માસ્તર—"તારા વેણુ અને નેણુપર કુરબાન હું થાઉં."
અહાહાહા લટકાળાં.

**નવી— ૧૩**

હમણા આવશેરે એ અલબેલા મારા મનહર મહેતા,
આવશે મનહર મહેતા લાલ લલીતા કહેતા—
મંદીરીયે મ્હાલશેરે મારા પુરણ કરશે કામ
પુરણ કરશે કામ ઓળ ઘોળ ભલે પધાર્યા
પીટડીયો પાગલ પરજારામ

"ઓય મા હાય હાય રડયાનું નામ આવ્યું ક્યાં"
"થુ થુ થુ બાઇ મેંતો થુકી નાંખ્યું અરરરર બાઇ"
"મને તો દાઝ આવે છે ઘરડા ઘુવડનું નામ દેતાં"
પાછા આવશેરે.

કુમળા— ૧૪
સખી શોકાનળ બાળે અંતર મર્મ પ્રજાળે
મુર્તી સુંદર મન તરતી નયન ભરતી જલની ધારે
શ્રવતી ગાલે વારે વારે
મંદ પવન ચંદ્ર કીરણુ કુસુમ શયન વીપીન ગમન અંતર પ્રજાળે
વીરહા અગ્નીના સંતાપથી સ્તન ચટ થયાં તપી રક્ત આ
તેને સજણે દળ કમળ ધરી કીધાં ભરી જળ શીતળ
સ્મર પુષ્પ તીરે વીંધતો હ્રદય મર્મ કોમળ કમળ હા—
બહુ મલય ચંદન લેપથી નવ શાન્તિ જરી પણુ આપતાં—
પ્રાણુ જીવન એક શરણુ ચાહે તારે મારે
સખીઓ— ૧૫
ઘેલી અલી વાત જુએ પ્રીય શ્યામની તું
કમળ વદન ભ્રમર રમણુ હાસ્ય મધુરસ ચુમી રહે
મધુ યામની—ઘેલી
અર્ધ પ્રફુલ વદન કમળ અર્ધ બંધ નયન ચપળ
મુગ્ધ ભાવ વિકસે સરલ ચપળ ગમન મંદ થાય-ઘેલી.
કમળા–વિકળ સકળ મુજ ગાત્ર લાડીલી વિરહ અધિક દુખ દઇ

સખી–વિસરી ગઇ શુદ્ધ દેહ તણી હા.
બાવરી તું અરે બાઇ આવડી તું શેને થાય
ઘેલી ગુણવંતી સખી હા—ઘેલી અલી૦

કમળા— ૧૬

આનંદ આનંદ તન મનમાં પ્રભુ માનું હું ઉપકાર,
મનહર ચીત્તહર મુજને મળીઆ ટળીઆ દુઃખ આવાર
ઓ મમ પ્રીયતમ પ્રાણ પ્યારા વારી હૈયાહાર–માનું હું ઉપકાર
સત્યેન્દ્ર—જીવન રસ અમૃત વેલી
નવ યૌવન પુર નવેલી
મન મંદીર માંહી વસેલી
ગુણીયલ છો સ્નેહે ઘેલી
કમળા–પુંજન અર્ચન કાન્ત કરી હું
સુખ મય કરૂં સંસાર— માનું હું૦

વારાંગનાઓ— ૧૭

યૌવન દુશ્મન થઇ આવ્યું સુઇ ચોળી અંગ ન સમાય,
કમર પતલી સીંહ સમી આ ચલત ચલત લચકાય.
નયન કટાક્ષે મૃગ નયનના આશક ઝોલાં ખાય,
સાસ ઉસાસ અધીક ઉભરાવે શી રીત શાન્તી થાય,
પીયુ પીયરવા જાને જીગરવા પ્રેમ મદીરા પાય–યૌવન૦

**ગુરુ-કમળા-સત્યેન્દ્ર— ૧૮**

દંપતી દેવ કૃપા થકી રહો સદા ચીરંજીવ
અંતર આશીષ એજ કે કરો સદા શીવ શીવ
ચંદ્ર દર્શને તમારા હર્ષે હૃદય સીન્ધુ પ્યારા
નયન કુમુદ શાન્ત થયા પામી ચંદ્ર અમૃતધારા
ખીલાવો કુમુદ પ્યારા સીંચી સ્નેહ જળની ધારા
શુભ વાણી તમારી ગંગની ધારા
લલીત લલના ચંદ્ર બીમ્બાનના—ચંદ્ર૦

**વૈદ, આનંદી— ૧૯**

દીલના દીલદાર મ્હારા દાસીની પ્રીતી નીભાવજો,
નીભાવો પ્રીતીને મારા નાઝુક નગીના વાલા—દાસી૦
ચટક મટક ચાલ મને મીઠી લાગે છે,
મનહર આ મુખ જોઇ દુખ ભાગે છે.
ભાગે છે દુખ મારૂં ભોગીભ્રમર વાલા—દાસી૦
વ્હાલા વૈદરાજ તમો પુરા પ્રવીણ છો,
કોક અલૌકીક ઔષધ જમાડો વ્હાલા—દાસી૦
"અકલકરો આસગંધ બોફૂળી ગોરડનો ગુંદર,
ત્રીફળા ને આંબળા મુસળી સાલમ સુંદર,
જાયફળ કાયફળ કેસર કસ્તુરી એવા,
રસિક રૂડો પાક જમાડી કરૂં હું કુમુદ જેવા." (૨)
દીલના દીલદાર મારા૦

કૃષ્ણકળા— ૨૦

શ્યામ સુંદર મન મોહન તેં મને માયા લગાડી,
રસીલાજી લાલા હે વહાલા તેં મને માયા લગાડી.
હું તો રહેતીતી યોગીરાજના મંદીરીયામાં,
સુતીતી નિંદ્રાથી જગાડી ઠગારા હે પ્યારા
અધવચ ઉંઘથી જગાડી—શ્યામ સુંદર.
વહાલા હવે તો પ્રેમ તારે બંધાણી.
મહાલશું હવે તો મહેલ વાડી, નઠારા એ બાવાથી
હારી હું—તેં મને૦

કૃષ્ણકળા— ૨૧

આ યુવાના રંગમાં રંસીયા રમ્યા ના સંગમાં,
રમણીય રામા સંગમાં તો વ્યર્થ ખોઇ જીંદગી.—
રમ્ય મંદીરને વિષે રતિ સુંદરીથી રાત્રીએ,
કેલી કથા જો ના કરી તો વ્યર્થ ખોઇ જીંદગી.—
વાડી લતાની કુંજમાં વળી ભંગ કરતાં ગુંજ જ્યાં,
બેસી ક્રીડા ત્યાં ના કરી તો વ્યર્થ ખોઇ જીંદગી.—
નીશી ચંદ્રના ઉજાસમાં પ્રીય ચંદ્રવદનના પાસમાં,
નીરખી નહિં નયનો ભરી તો વ્યર્થ ખોઇ જીંદગી.—

કમળા— ૨૨

આ સ્વર્ગ તુલ્ય વન પ્રીયના પ્રભાવે,
આ ગંગ જળ શુદ્ધ વહે શાન્ત ભાવે.
આ પુષ્પ ગંધ તરૂ આવનશ્રી,
જોતાં રહે શાન્ત મુજ ચીત હર્ષી.

કુમળા— ૨૩

સુંદર છબી તારીરે નજર લખાય.
ચંદ્રમંડળવા ચમકીત તારે, તારી ભોળી સુરતનારે દર્શન થાય.
અંતર બાહિર પીંડ બ્રહ્માંડે તારી મુર્તિ મનોહર રે પ્રગટ જણાય,

કૃષ્ણકુળા— ૨૪

જાવ મારો છેડલો છોડોજી રંગ રસીલા પ્યારા,
હું તો નાની નાજુક બાળા ગુણની માળા.
આપ છો પ્રાણજીવન મારા—જાવ.
તું છે મારી હૃદયાહાર પ્રાણાધાર જીવન લત્તા,
હું તો તવ ચરણ દાસી છું પ્રીતીની પ્યાસી છું
સ્નેહાભિલાષિ છું જાઓ છબીલા—જાવ.

કૃષ્ણકુળા— ૨૫

મારગ મુકોને મોહનજી છોડો છેડલો,
પરવશ કરતાં નરથી શું ડરવો નેડલો.
બાબુ—દીલદાર તારી પ્રીતી.
કૃષ્ણકળા—શુદ્ધ પ્રીતીની એ રીતી.
બાબુ—જોઇ લલીત છબીની નાર હૈયાંના હાર,
સ્નેહ અમૃત જળ સીંચી લે તારી આ
બેડલી—મારગ.

**પરજારામ-ગાંડો—** ૨૬

હું આવો ને. આ આવું આવાનું થયું તેવું તેવાનું થાશે કેવું,
તે હવે છે જોયા જેવું દુનીયા દોરંગી દુનીયા દોરંગીરે.
બાપા બેરંગી.

સુરત સ્ટેશન પાસે પરજો પુરેપુરો ગભરાયો,
પુરેપુરો ગભરાયો ત્યાંથી ગલેમંદીમાં આવ્યો.
ઝટપટ ઝાંપામાં થઇને જાતો ભાગોળે ભટકાયો—દુનીયા દોરંગી.
ખપાટીઆ ચકલા ગોપીપુરા થઇ નવસારી ભાગોળે ભરાયો,
ત્યાંથી સપાટો સીધો લગાવ્યો દડબડ તાપી કાંઠે દેખાયો.
ત્યાં પણ ઘણો અકળાયો ત્યાંથી તે અહીંયા આવ્યો,
ગાંડો મનમાં આવ્યું તે ગાયો— દુનીયા દોરંગી

**કમળા—** ૨૭

વિભુ આ વાર ઉગારો
જગ સૃજનાર હે સ્વામી
દયાળુ દેવ હે તાતા તું તારે કે મારે—
પ્રભુ માત તાત નહિ કોઇ સગાઈ નાથની જોઇ,
આખર સગું ના કોઇ ભગવંત ભરૂસે તારો.

**કમળા—** ૨૮

મેના મધુરી એકલી મુકીને
પીયુજી પધાર્યારે
પ્રેમ પીંજર પુરાઇ સ્વામીની આશે લલચાઇ
આત્માનંદ ઉગારોરે.

દીનાનાથ છો દયાળુ કૃપા કરો છો કૃપાળુ
વહાલો કષ્ટ વીદારે—

**શાસ્ત્રીણી ભગો— ૨૯**

તમે શરમાઓ નહીં મારા છેલ ભોળા ભગવાનજી
ભ.—મારી વ્હાલી તારા પર ઘોળી નાખું મારી ઘાંચણી
શા.—શાસ્ત્રી મારો છ વાગે આવે છે (૨) ચોરે કરે છે
કથા ને કેણ ભોંળા ભગવાનજી.
ભ.—આયાના જેવું મોટું તમારૂં નેરણીની અણી જેવાં નેણ
તારાપર ઘોળી નાખું....
ભ.—ઘોળી સાલડી જેવું કપાળ શોભતું ગુલાબી સાબુ
જેવાં ગાલ તારાપર ઘોળી નાખું....
ચ.—ચંપા હસો છો જાણે વાગ્યું લટપટીયું
શા.—ઘોળા કાંસકાના દાંતા જેવાં દાંત તારા....
ઘારીપુરી નગરશેઠની ચાહ પ્રીતે પીરસુ ભગા ખાંતે ખાંતે ખા
ભ.—અરે ના. ના. ના.
શા.—ત્યારે કતારગામની પાપડી ને ભાડાના રવૈયા
બાજરાનો રોટલો ને
ભ—છાશ ભેળી હાં....
પ્રજારામ—અલ્યા ઝાંપા ભેગો થા તને છાક મળશે
હા તમે શરમાવો.

**વારાંગના— ૩૦**

ધન્ય ધન્ય શુભ ઘડી આઇ હય આનંદકી,
આઇ હય આનંદકી છાય હય આનંદકી.

નીકી આના સુનાય ફુબનકી—ધન્ય ધાય,
મચી મચી ધુમ બડી ધુમ બડી ધુમ,
મીઠી તાન સુનાય સુગનકી—ધન્ય.

બધા— ૩૧

લાખ વાતમાં એક વાત લેજો
શીખામણુ સાચીરે,
નીતી ભાગ્યોદયની રીતી શીખામણુ સાચીરે,
પરજો—ગુરૂ શીક્ષણુ દાતા સતસંગી શીખામણુ,
તે બગડે તો સ્થીતી કઢંગી શીખામણુ.
માસ્તર—વૈદ્ય જીવન પોષણુ કહેવાય શીખામણુ,
કુચાલે ચાલે તો દુઃખ થાય શીખોમણુ.
વૈદ્ય—શાસ્ત્રી શાસ્ત્ર વેત્તા નીરમાણુ શીખામણુ,
વર્તે વ્યભીચારે તો મોકાણુ શીખામણુ.
શાસ્ત્રી—સ્ત્રી રત્ન જગતની માત તજે પતીવૃત.
તે કમજાત શીખામણુ.
બધા—નથી સર્વ જગતમાં સાર સરખો શીખામણુ.
સગો—નીચ નારી બગાડે નર નીરખો શીખામણુ.
સ્ત્રીયો—શીયળ જતન કરોને સર્વે સહીયો શીખામણુ,
નીતિ રક્ષક બનોને હિન્દ ભાઇયો શીખામણુ;

સમાપ્ત.

# જાહેર ખબર.

-(૦)-

નીચ લખેલા પુસ્તકો શ્રી વિશ્વરંગ નાટક સમાજનો મુકામ જ્યાં હોય ત્યાંથી મલશે. જેઓ સાહેબોને જોઇતી હોય તેઓએ રોકડી કીંમતથી મંગાવી લેવાં વેલ્યુપેબલ અથવા, નોટપેડ કાગળ રાખવામાં આવશે નહીં

| | | | | |
|---|---|---|---|---|
| રૂકમીણી સ્વયંવર... | ... | ... | રૂ. | ૦–૩–૦ |
| સતી સવીતા ... | ... | ... | રૂ. | ૦–૩–૦ |
| અહલ્યાબાઇ ... | ... | ... | રૂ. | ૦–૩–૦ |
| અજીત ... | ... | ... | રૂ. | ૦–૩–૦ |
| ન્યાય સિંધુ ... | ... | ... | રૂ. | ૦–૩–૦ |
| ચંદ્રગુપ્ત ... | ... | ... | રૂ. | ૦–૩–૦ |
| સમ્રાટ અશોક ... | ... | ... | રૂ. | ૦–૩–૦ |
| આત્મબળ ... | ... | ... | રૂ. | ૦–૩–૦ |
| મહાત્મા તુલસીદાશ.. | ... | ... | રૂ. | ૦–૩–૦ |
| યોગમાયા ... | ... | ... | રૂ. | ૦–૩–૦ |

ચીમનલાલ બકોરભાઇ દલાલ

માલેકઃ—શ્રી વિશ્વરંગ નાટક સમાજ.

સુરત લીમડાચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસમાં

મગનલાલ વનમાળીદાસે છાપ્યા.